# અનુક્રમણિકા.

# સ્વરાજ્ય-કીર્ત્તન.

શુદ્ધતા-શાંતિનાં શસ્ત્રો, ચહે હિંદ સ્વરાજ્યને:
પ્રભો ! એ લક્ષ્યની સિદ્ધિ અર્થે, દે બળ સ્વાર્પણે.

સંગ્રાહક અને પ્રકાશક
**કલ્યાણજી વિઠ્ઠલભાઇ.**
સ્વરાજ્ય આશ્રમ, નાનપુરા-સુરત

સોલ એજન્ટ
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦-કેળાંપીઠ, સુરત.

આવૃત્તિ ચોથી   પ્રત ૫૭૬૦   કુલ પ્રત ૨૨૭૬૦

સુરત બરાનપુરી ભાગળ પર આવેલા શ્રી "અનાવિલ" પ્રી. પ્રેસમાં
ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

કિંમત ૦-૨-૦

7 ... ૮



## તિલક નિવાપાંજલિ.

હીરા ઈશ્વર તણી હું કુંચી ખરી બતાવું,
હું ઓળખું છું પણ કયમ ચીતરી બતાવું?
ભાષા મહીં ન શબ્દો છે રંગ પૂરવાને,
તોપણ હૃદયની આછી પીંછી જરી બતાવું.
'હા-હાય-હાય' કહેવું અપમાન છે એ તારું;
નિર્માલ્યતાથી હું નહીં આંખો ભરી બતાવું.
રડનાર લાખ છે પણ કહેનાર કોઈ છે એ?
બહુ તેં કરી બતાવ્યું કંઈ હું ફરી બતાવું.
જે યજ્ઞ આદર્યો તેં જોશે બલિ જે તેની;
દેશે પ્રભુ એ શક્તિ હું એ મરી બતાવું.
છે એજ શ્રાદ્ધ તારું ને સ્મરણસ્તંભ તારો:
તારી સજેલ છરીએ માથું ધરી બતાવું.

દિવાનો

*

કરો રક્ષા વિપદમાંહી, ન એવી પ્રાર્થના મારી;
વિપદથી ના ડરૂં કો દી, પ્રભો! એ પ્રાર્થના મારી.
ચહું દુઃખ તાપથી શાંતિ, ન એવી પ્રાર્થના મારી;
સહુ દુઃખો શકું જીતી, પ્રભો! એ પ્રાર્થના મારી.
સહાયે કો ચઢે આવી, ન એવી પ્રાર્થના મારી,
તુટે ના આત્મબળ દોરી, પ્રભો! એ પ્રાર્થના મારી.
મને છળ હાનિથી રક્ષો, ન એવી પ્રાર્થના મારી,
ડગું ના આત્મપ્રતીતિથી, પ્રભો એ પ્રાર્થના મારી.
પ્રભો! તું પાર ઉતારે, ન એવી પ્રાર્થના મારી,
તરી જવા ચહું શક્તિ, પ્રભો એ પ્રાર્થના મારી.
તું લે શિરભાર ઉપાડી, ન એવી પ્રાર્થના મારી,
ઉઠાવી હું શકું સહેજે, પ્રભો એ પ્રાર્થના મારી.
સુખી દિને સ્મરૂં ભાવે, દુઃખી અંધારરાત્રિએ
ન શંકા તું વિષે આવે, પ્રભો! એ પ્રાર્થના મારી.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

वंदेमातरम्

# સ્વરાજ્ય-કીર્તન.

---

## ૧ "જય સ્વદેશ! જય સ્વરાજ્ય!"

જય સ્વદેશ!
જય સ્વરાજ્ય!
જય સ્વતંત્રતાનું તાજ!
જય સ્વદેશ!

બની સુધીર હિન્દબાળ!
હદ ઉમંગથી પુકાર—
વહરી ઉર દેશદાઝ!

જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

હિન્દને સ્વરાજ્ય રામ!
હિન્દબાલ હૃદય હામ!
દે સ્વતંત્રતાનું તાજ!

જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

નૂતન વર્ષ હર્ષ સાથ!
દે સ્વરાજ્યસિદ્ધિ નાથ!
આપ એ અમોલું રાજ!

જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
અર્પું દેહ દેશ કાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

નાગરદાસ ઈ. પટેલ

## ૨. “જય જય ગરવી ગુજરાત”

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત!
દીપે અરુણું પરભાત!
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બા પ્રેમ—શૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત,
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત!

ઉત્તરમાં અંબામાત,
પૂરવમાં કાળીમાત;
છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત!

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર—
સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત!

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત!

કવિ નર્મદ

## ૩. ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત; (ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શિશ;
માત મીઠી તુજ ચરણ પડીને માંગીએ શુભ આશિષ!
અમારી ગુણવંતી ગુજરાત!

મીઠી મનોહર વાડી આ તારી નંદનવન શી અમોલ;
રસ ફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!
અમારી ગુણવંતી ગુજરાત!

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગમાં અર્પણ કરીએ જાત!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય!
અમારી ગુણવંતી ગુજરાત!

રમ્ય સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર,
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી માત! રમે અમ ઉર!
અમારી ગુણવંતી ગુજરાત!

હિંદુ, મુસલમીન, પારસી, સર્વ માત? અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ?
અમારી ગુણવંતી ગુજરાત!

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર?
અમારી ગુણવંતી ગુજરાત!

ખબરદાર.

## ૪. ગુજરાત

રાગ ધન્યાશ્રી

ધન્ય હો ! ધન્યજ પુણ્ય પ્રદેશ,
અમારો ગુણીયલ ગુર્જર દેશ.
કૃષ્ણચંદ્રની કૌમુદિ ઉજળો કીધ પ્રભુએય સ્વદેશ
અમારો ગુણિયલ ગુર્જર દેશ...ધન્ય હો (૧)
આર્યનું સાગરતીર્થ પુરાણુ
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણુ
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીનાં જ્યાં રાજ્ય;

ગ્રીસ રોમથી યે જૂનાં કુરુપાંડવથીયે પ્રાચીન.
સોમનાથ ગિરિનગર દ્વારિકા યુગયુગ ધ્યાન વિલીન

ઉભીને કાલસિંધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર...ધન્ય હો, (૨)
સ્થળેસ્થળ નવપલ્લવતા પુંજ
નદી ને તળાવ કેરી કુંજ
કોમળી કવિતા સમ સુરસાળ
સિંધુ જ્યાં દે મોતીના થાળ;

જગજૂનાં નિજ ગીત ગર્જતો ફરતો સાગર આજ;
કેસર ઉછળી ઘુઘવે ગરવો, વનમા જ્યાં વનરાજ,

ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મંદિરે દેવજને સન્તમહન્ત...ધન્ય હો, (૪)
પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ
વ્હાણ ભરી વહેતી તેમ નિકાસ
મોડી આંગણુ ઉતર્યો જ યુરોપ;
વીણવા વાડીના ફુલ રોપ;

વીણી ન વણુસે પુણ્યપાંગરી અમ રસભૂમિની છાપ
જગમોહન મુંબઇ નગરી જુઓ! શું પાથર્યો ફીનખાપ
નિત્ય નવ ફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ...ધન્ય હો. (૪)
ચોળી, ચણિયો પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ.
અંગ આખો યે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણુકતનયા, ભાવશોભના સુંદરતાનો શું છોડ!
આર્ય સુંદરી! નથી અવનિમાં તુજ રૂપગુણની જોડ;
ભાલ કુંકુમ, કરકંકણુ સાર
કન્થનાં સજ્યાં તેજશણુગાર...ધન્ય હો. (૫)
ખેતરો ન્હાનાં ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનડીયા ઘોળ,
ક્ષત્રીજાયાના ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડાજ સમાજ;
વૃદ્ધ ચાણક્યે વર્ણ્યાં પૂર્વે નાનાં પ્રજાનાં તંત્ર,
એક પુરાતનના પડછાયા આ અમ જીવનજંત્ર;
એક ફૂલવેલે ફૂલનાં ફૂલ
અમારાં એક સુગન્ધ અમૂલ...ધન્ય હો! (૬)
દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગતઇતિહાસ અનુપ ઉદાર;
ઇસલામી યાત્રાળુનું આ મક્કાનું મુખ બાર
હિન્દુ મુસલમીન પારસીઓને અહીંયાં તીરથદ્વાર;

પ્રભુ છે એક, ભૂમિ છે એક—
પિતા છે એક, માત છે એક—
આપણે એકની પ્રજા અનેક...ધન્ય હો! (૭)
નથી રમી સમશેરોના દાવ
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરૂક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત જાણે હજીય પળાય
એક ઇડરના વનકેસરીએ ભડવીર બાપ્પારાવ
વિશ્વવન્દ્ય સુરજ કુળ સ્થાપી ચિતોડ કીધી યશછાંય,
જન્મભૂમિ દયાનંદના ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ...ધન્ય હો! (૮)
સુરતના રસિક રંગીલા રાજ
બુદ્ધિધન ભર્યો શ્રીનગરસમાજ
શૂરવીર સૈરાષ્ટ્રી બળવાન
કચ્છનાં સાહસિક સંતાન;
ખંડ ખંડ વિસ્તરતો હિન્દી મહાસાગર મહારેલ
તીરતીર જઇ સ્થાપી ગુર્જરી, સંસ્થાનોની વેલ
મહાસાગરના પૃથ્વીવિશાળ
સરોવર કીધાં ગુર્જરી બાળ...ધન્ય હો! (૯)
વનેવન લીલો ઘટાસોહાગ
જગતનો દીપે શું અમુલખ બાગ ?
સજાવ્યાં જેને રણશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;
ભારતીએ કંઇ ફૂલ ફુવારો અંજલિમાં શું લીધ ?
દિશ દિશમાં ફૂલધાર ઉડાવી દિલનાં પરિમલ દીધ !
હિંદ માતની લાડિલી બાળ
ગુર્જરી જય જય તવ ચિર કાળ...ધન્ય હો! ૧૦

કવિ ન્હાનાલાલ

## ૫. પ્રકાશનાં પગલાં

( પ્રભા છંદ )

પ્રભુની મોંઘી ઓ માતા ! ઓ સુંદરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખશાતા, વહેશે ક્યારે નવ ગુંજ !
તુજ દેવી પુણ્યપુરાણુ પ્રભાનો કરવા પુનરુદ્ધાર
ઓ ભારત માત ! વિચાર

૨

તુજ પ્રજા બધી આ ઉભી વરવા નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ ડુબી ને વીતી ગઇ છે રાત;
આવે પગલાં શુભ નવજીવનનાં, ઉઠ જગતને કાજ—
ઓ ભારત માતા ! આજ.

૩

દોરવ અમને સદ્ધર્મે, દોરવ અમને સત્પંથ;
નિર્ભયતા વર અમ કર્મે ને શૌર્ય અખંડ અનંત;
સાતે આકાશ પડે શિર પર પણ હઠિયે ના તસુપૂર—
ઓ ભારત ! બન બહાદુર.

૪

અરધી દુનિઆ રહે વાંકી તુજને કરવા સ્વાધીન,
ખખડાવે શસ્ત્ર તુમાખી સમજી અમને બળહીન;
પણ અર્ધ જગત શું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર.

૫

જુગજુગની વીર્યસમૃદ્ધિ જુગજુગનું તેજસ્સત્ત્વ;
તુજ ઉંડી આત્મનસિદ્ધિ જે પામી જગનું તત્ત્વ;
તે ફરી સચેતન કરી જગવશે જયધુન તુજ સંતાન—
ઓ ભારત ! થા બળવાન.

જગ ભલે અસત્યે જીતે, જગ ભલે અધર્મે તણાય;
તુજ અંતસ્તેજ સુરીતે તું જાળવ એ તમમાય;
છે તોળાતું દેવાંગણમાં દાનવ-માનવને યુદ્ધ—
ઓ ભારત! રહેજે શુદ્ધ.

૭

તુજ ઉન્નત તીર્થદ્વારે જગને કરવી મહેમાન;
રેલવવાં નવ અવતારે જુગજૂનાં ઉરનાં ગાન;
સાગરસાગરની લહરીઓ શું ઉરઉર ઉછળે આશ—
ઓ ભારત માત! પ્રકાશ.

૮

ઓ માત અમે સહુ ત્હારા, તુજ કીર્તિ અમારૂં સર્વ;
રજની ભરતા જ્યમ તારા, રાખે રજનીનો ગર્વ;
દે હાક અને ખુણે ખુણેથી ધસશું હારોહાર—
ઓ ભારત માત! પુકાર.

ખબરદાર.

*

## ૬. માડીની ઝુંપડી

(રાગ-ધીરાનું પદ)

દુ:ખીયાંનો વિસામો રે, માડી! તારી ઝુંપડી,
રણુવગડાનો છાંયો રે, આંધળીઆની લાકડી.

કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અમલ કમલ દલ પર પંખીડાં, અહલીલાને ગાય,
રઢિઆળી એ વાડી રે, સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાતી રે, નિર્જન રણમાં ઝુંપડી—દુ:ખીયાં.

ધર્મ કર્મ રસ કસ લુંટાયા, ઘરઘર વખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું, ખેંચાયાં તુજ ચીર;
લુંટાતી એ માડી રે, ખાલી તારી ઝુંપડી
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી—દુ:ખીયાં.

ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ,
તેને સોડે સ્હાતી રે, માડી તારી ઝુંપડી;
પોપણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી—દુ:ખીયાં.

વન વિટયાં સિંચાણે સઘળાં, અવશ પડયાં તુજ બાળ,
દામ ઠર્યાંને હડધુત કરીને રણવગડે દે માર;
અંકે લેવા ધાતી રે, તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતી રે, માડી તારી ઝુંપડી—દુ:ખીયાં.

કણુકણુ કાજે વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણ સુખ દુ:ખનાં લ્હાણું લેવા, ઠરતી તુજ પર આંખ,
અંતે તું સંઘરતી રે, માતા મ્હારી દુબળી;
પ્રભુનો પથ દાખવતી રે, માડી તારી ઝુંપડી—દુ:ખીયાં.

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી
જન્મભૂમિવ્રત પાળી રે, શણગારીશું ઝુંપડી—દુ:ખીયાં.

સ્વ૦ જીવાભાઈ અમીચંદ પટેલ.

*

## ૭ આર્ક હિન્દ *

૧

અયિ ! હિન્દભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,
રેલી અમીનિધિ કૈં કુદરત તને નવાજે;
તુજ ભાલપટ સનાતન સૌન્દર્ય તેજ રાજે,
જોડી જગે નીરખતાં તારી જડે ન આજે;
પ્રતિ પ્રાતઃ બાલભાનુ તુજ આરતિ ઉતારે !
હિમાદ્રિ–કેશ તારા કિરણો થકી સમારે.

૨

સંસ્કૃતિ—પૂર અહિંથી ફેલ્યાં દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે ચેતન અજબ પ્રસારે;
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ સ્હાઇ, દોરે ભૂલ્યાંને દ્વારે;
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દઆંગણુ રેલી ઉષા યુવાની.

૩

પુરાણુ દેવભૂમિ કીધ ગૌતમે યશાળી,
તજી દેશ સરમદે[૧] નિજ અહીં દેહને પ્રજાળી;
પોષી પ્રજાત્વ પ્રીતે કૈં અકબરે ઉજાળી,
સિંચી રુધિરે રાણે[૨] સુરવાડી આ રસાળી;

* ૧૯૧૬ની કોંગ્રેસમાં મૂળ ઉર્દૂ કાવ્ય ગવાયલું અને તેને પંડિત માલવીયાજીએ રૂા. ૫૦૦ની કિમ્મતે ખરીદેલું.

૧ મોગલ સમયનો એક પ્રખ્યાત ફારસી કવિ. જેણે હિન્દના કુદરત સૌન્દર્યથી લોભાઇ પોતાની જન્મભૂમિ ઇરાનને તજી હિન્દમાં પોતાનું જીવન વ્યતીત કર્યું હતું. ૨. પ્રતાપ રાણો.

આ ભૂમિની સમાધે શૂરવીર સૌ સૂતા છે,
ખંડેર અસ્થિ જેનાં અમ અણુમહીં મતા છે.

૪

ખંડેર જીર્ણું એ કૈં શૂરકીર્તિ હજી કરે છે,
જેનાં અમારી રગ રગ ઉન્હાં રુધિર વહે છે;
દેવો ચઢી વિમાને હજી એ ધ્વનિ શ્રવે છે.
એ કીર્તિ ઘોષ હજીયે અમ કાનમાં રવે છે;
કશ્મિર શું ન હાબે કંઈ સ્વર્ગરંગ હજીયે?
વહતી શું ન પ્રતાપી પુનિત ગંગ હજીયે?

૫

માધુર્ય ને મૃદુતા એનાંએ ફૂલ ફૂલોમાં,
કરતા કલા કલાપી આજે એ જંગલોમાં;
ઘન વીજના કડાકા એના એ વાદળોમાં.
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની ચળવળોમાં;
એની એ સંસ્કૃતિ કૈં દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને;

૬

વરસોથી વામ વિધિઃ પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પટે ભૂંસાઈ જે જે સ્મૃતિ અમારી;
પૂરી થઈ હજી જરી નહિ ઘન નિન્દ જે અમારી,
શબ સમ કફન વિનાની ભૂમિ હિન્દ જે અમારી
જેના ખૂણી ખજાના ઉલટા વહી રહ્યા છે,
કમભાગ્ય વારસો કૈં ગાફેલ સૂઈ રહ્યા છે.

૭

વિભુ! દેશપ્રેમજ્યોતિ; હદ થઈ, હવે જગાવો,
ભૂલ્યા બધિર કાનોમાં મંત્ર કંઈ સુણાવો;

ચેતન વિહીન ખોખાં, ચેતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મરાશિમાંથી ચીણગારી કંઈ ઉડાવો;
વ્હાલું વતન સમાયે, નયનોમાં તાર થઈને,
શિરમાં ખુમારી થઈને, દિલમાં કરાર થઈને.

૮

ફૂલબાગ શોખીનોને ફૂલથી લગન મુબારક!
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક!
બુલબુલને ગુલમુબારક! ગુલને ચમન મુબારક!
બેલી વિનાના અમને વ્હાલું વતન મુબારક
નન્દનવને આ ખીલશે અમ ફિર પ્રફુલ્લ કળી શું
જે જનની અંક ઝુલ્યા તે અંકમા ઢળીશું!

૯

ભોજન ભૂખ્યાંને: અમને વ્હાલાં છે નૂર વતનનાં,
નયનોની રોશની એ, સુખ સત્ય એ જીવનનાં
ઝળહળ ઝગે છે જ્યોતિ રગરગ એ પ્રેમઅગનનાં,
વ્હાલા કુસુમસમ છે કાંટા યે આ ચમનનાં;
છે ચર્ણધૂલિ જેના અમ ભસ્મ-લેપ તનને,
મરીને અરે! ચહીશું પ્યારા વતન-કફનને;

*

## ૮ શકુનની ઘડીઓ.

ધર્મના વીર! ઓ આર્યપુત્ર! ઉઠજો!
સુભટના શકુનની વાગી ઘડીઓ:
ઉત્તરાયન થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ ૧
મૃત્યુને ખાળતા, શાંતિને બોધતા,
ભીષ્મ પોઢયા હતા યુદ્ધ ઘાટે:

મૃત્યુને પરહરી, શાંતિ બાથા ભરી
શૂર! ત્યમ સંચરો યુદ્ધ વાટે. ૨

સિંહના બાલથી ખેલતો-ગેલતો,
એ ભરત ગોત્રનાં ગોત્રજો છો:
સિંહને શસ્ત્ર શાં? વીરને મૃત્યુ શાં?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો. ૩

શાંત છો, દાંત છો; ધીર છો, વીર છો;
સુભટ છો સજ્જ નિ:શસ્ત્રતાથી;
ધર્મધ્વજ તમ ખડા, શસ્ત્ર સામા વડાં;
શ્રી હરિ સત્યના સમર સાથી

( નવજીવનમાંથી ) ન્હાનાલાલ દલપતરામ કવિ.

*

## ૯. જન્મભૂમિનું જય મંગળ

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ:—

ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય.

જનની અંક ઝૂલીએ, જનુની રંગ ઝીલીએ,
આત્મબળ—ઉજાશથી બધું ઉજાળીએ— જય.

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજયવાવટો ઉડાવો,
વીર ધર્મશ્રી ધરા સદા ધ્રુજાવીએ— જય.

સત્યથી સયવાય સ્વતંત્ર; સમજીએ થઇ પ્રવૃત્ત,
ઘુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ— જય.

ભૂતળ ફોડી ફોડીએ, ઉંડી જડો ઉખેડી,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય.

સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિયન્ત્ર યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય.

માત દીન દુભાય એ, સપુત! પીડા પિછાનીએ,
દુઃખ દિપાવીએ, ઉમંગને વધાવીએ— જય.

દેશસેવાના સ્વધર્મ અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ— જય.

લલિત.

*

## ૧૦ જીવે શું હિન્દમાં એવા ?

( સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લઈએ—એ રાગ )

જીવે શું હિન્દમાં એવા કો મૂઢાત્મા હરામી ?
બોલવા મુખ " મારો દેશ, આ મુજ માતૃભૂમિ "—જીવે શું.

ઝાકળનાં મોતીસમા જીવો તે કંગાલ,
ઠાલા આવ્યા ગયા ભૂલા પત્થરવત્ ભૂમાર—

ખરતાં પીપળાનાં પાંદડાંની પેઠે એ તો,
કાડી મંકોડીના સમાન કાયા તે નકામી— જીવે શું.

હોય ખિતાબો છો ઘણા અઢળક ધનભંડાર,
લૂણી કીર્તિ હો ભલે મૃગજળવત્ નભનાર—

મળે તે માટી નીચે જે થકી અવતાર ધાર્યા,
ફરે ઘાણીતણા જેમ બેલ ફેરા અંધ પામી— જીવે શું.

તેના મૃત્યુ પાછળે કોઈ ન રડતી આંખ,
જીભ ન ગાતી નામને માન તણી નહિ ઝાંખ.

મહાશંકર શર્મા.

*

## ૧૧. 'સહુ ચલો જીતવા જંગ'

( લાવણી )

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે—ટેક.
કેટલાંક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન ન્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઇ બળ લાગે— યાહોમ૦

સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ. રહ્યો નિજ વચને,
સાહસે ઇંદ્રજીત શૂર. હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
ચઢ ગઇ જંગમાં હકક નિજ માગે— યાહોમ૦

સાહસે કોલંબો ગયો, નવી દુનીઆમાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરોપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપના સ્હામા,
સાહસે સ્કોટે દેલુરે વાળ્યું જોતાંમાં,
સાહસે સિકંદર નામ અમર સહુ જાગે— યાહોમ૦

કવિ નર્મદાશંકર.

*

## ૧૨. "સહુ ચલો ચલો ભારતસંતાનો"

( લાવણી )

સહુ ચલો ચલો ભારત સંતાનો દેવદુંદુભી ગાજે,
દેશ–યજ્ઞ–બલિ કાજ ધસો પળ છે અણમૂલી આજે.

નવયુગ આજ મંડાયો, અમ હિન્દ આજ સંધાયો,
ધ્વજ વિજયતણો ફરકાવો, હર્ષાશ્રુ ગંગ વહાવો-
એ પુણ્ય ગંગ પુનિત ઉદકમાં જશે તણાયાં પાપો,
દૃઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી પોકારો હિન્દ હમારો.

વિનતિ કરી કરીને થાકયા, આખ્યાને મંડપ ગાજ્યા,
મહાસભા× ભરી કંટાળ્યા બહુ પંચોથી* પરવાર્યા,
ઠરાવ ઠેરા લાંબા સુણ્યા, કંઈ શબ્દછટાએ મોહ્યા,
ગજર્યાં પણ કદી ના વરસ્યા, બહુ વરસે પારજ પામ્યા.
હવે હિન્દ સ્વાવલંબન પર છે મુસ્તાક હિમાલય જેવું,
દૃઢપ્રતિજ્ઞ થઇ કર્ત્તવ્યરણાંગણ આપબળે ઝુઝનારૂં.

પૂર્વનાં પાપો ધોશું, કુરબાની કરી સોહીશું,
સહુ હિન્દી મળી જીતીશું, સહુ હિન્દી સાથ મરીશું,
હવે ભેદનીતિના ભોગ થઇશું નહિ નહિ કો કાળે
મરશુ બન્ધુના હાથે પણ ના ત્રાહિત દોર જમાવે.

અહ ! પુનિત સંગમ આજે, ત્રિવેણી પુણ્ય પ્રભાતે,
સહુ "**वंदेमातरम्**" બોલો "**अल्लाहु अकबर**" બોલો,
"**सत् श्री अकाल**" બોલો, જય ત્રિભુવનમાંહી ગજાવો.
છે જાન માલ કુરબાન અમારાં હિન્દ માતને ચરણે,
બસ રહેવું નથી, કરવાનું હાવે બંધનમુકત થવાને.

નવયુવાન બંધુ ! ચાલો, નિમંત્રણ માત સ્વીકારો,
કાયતાની મહોબ્બત તોડો. બસ ગુલામી શિક્ષણ છોડો,
ભીરૂતા ને મોહજ ટાળો, દળ રાષ્ટ્રતણુંજ બઢાવો,
રે ભાવિના સરદારો ! ના ના રે મુખ છુપાવો.

---

× કોંગ્રેસ. * કમીશન.

હા! આર્તનાદથી માત પુકારે દીન ધમાન વિચારો,
ચઢો રણે સૌ ધર્મયુદ્ધમાં હિન્દ હવે ઉદ્ધારો.

પંજાબ ખિલાફત દુઃખો, ઘરઘરના આર્ત પુકારો,
શું ભૂલીએ ન્હારી જખમો ? વિણ વાંકે વિંધ્યા સહસ્ત્ર
બન્ધુની રઝળી લાશો, હજી મ્હાલે અહીં શયતાને
રે! દુઃશાસન દુષ્કૃત્યો! દ્રૌપદીનાં ખેચ્યાં વસ્ત્રો!
ધોળે દી અત્યાચારો, શું ભૂલશે પાંડવ વીરો ?

ઓ ભીમ! ગર્જ બલવીર્યથકી નિરાંતે કયમ બેસાશે ?
શું દુઃશાસન લ્હેર કરે પાંચાલી છૂટા કેશે!

રે! સર્પ સમાન ચલાવ્યા! બાંધી બાંધી ફટકાવ્યા!
ધગતા અંગાર જલાવ્યા! બંદિખાનાં ઉભરાવ્યાં!
તરીપાર કંઇને કીધા! ચોરોએ શાહુ દંડ્યા!
તોયે શું ન્યાયે મોણા ? શું સ્વાદ પૂરા ના ચાખ્યા ?
રે ભાગ ભરી કયમ પાપે શયતાન તણા સહકારે ?
જીવતા પણ મુઆ ભુંડા કાં નહિ કરવાં કેસરીયાં ?

ઓ! બુદ્ધિમાન ધારાશાસ્ત્રી મુસદ્દી પંડિત જાગો,
કંઇ સમય વિચારો સાર્થ કરો શક્તિ તમ સાધિ સાધો.

વાણિજ્યચતુર સંતાનો! ઓ! ઓ સાહસિક શ્રીમાનો!
ધનરાશિ યજ્ઞે ખડકો, ભામાશા સ્થળસ્થળ પ્રકટો.

છો લક્ષ્મીપતિ, ના દાસ બનો, ગઇ પ્રાપ્ત ફરીથી કરશો,
પણ દુર્લભ કેસરી પ્રતાપ જાતાં જુગજુગ રોતા રહેશો.

ઓ શૂરવીર સંતાનો! ભડવીર ભલા ખેડુતો
શ્રમજીવી બન્ધુ બ્હેનો! બાંધી દો સેતુબંધો
દુઃખસાગર ઉતરી ચાલો, રે! માત સીતા છોડાવો;

રઘુવીર કરે ટંકાર સજી સામગ્રી સર્વે ચાલો,
ના સિદ્ધિ સાધનમાં પણ સત્ત્વે, રાવણને રગદો

નિજ ધર્મ સહુ વિચારો, વ્રત એકય સ્વદેશી સાધો,
રે અધમ દ્વેષ ધિક્કારો, દિલ રાખો પ્રેમ ફુવારો,
જસ વિજય વિજય છે દૈવી યુદ્ધ–સચ્ચાઈ શાંતિનાં શસ્ત્રો,
છે અભયદાન આત્માર્પણ એ જગસંજીવનના મંત્રો.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ

*

## ૧૩. વીર હાક

ફર ફર કરતી ધર્મધ્વજા ઉડતી આકાશે,
ગરમ રુધિરનો વેગ વીર નાડીમાં વ્યાપે;
સ્વદેશસેવા શૌર્ય ઉછળતું પૂર વહે છે,
સ્વાપર્ણનો છે યજ્ઞ નિમંત્રણ શૂરવીરને છે.

સાખી— લોભ, મોહ, મત્સર તજ્યાં, તજી ભેદ સઉ ભાત
સ્વદેશહિત માટે થયા, ભારતવાસી સઉ ભ્રાત.

ભારતવર્ષી ભવ્ય ઝલક બતલાવો જગમાં,
ભારતવર્ષી પ્રેમશૌર્ય પ્રકટાવો હકમાં;
વિશાળ દિલ દરિયાવ ઉછાળો નવલ તરંગે.
ધસો ધસો આ સ્વરાજ્ય કેરા અદ્‌ભુત જંગે.

સાખી—બુદ્ધિ ઢાલ કરે ધરી, ન્યાય તણી સમશેર,
સ્વદેશ સેવા આદરી એક બની દશમેર.

એક દિલ, એક રાગ બન્યું છે જૂથ બહોળું,
મચ્યો મામલો મહા, એમ શૂરવીરનું ટોળું.
વદો વદો–"જય સ્વદેશ, ને જય સ્વાર્પણનો"ને
વદો–"દેશ મમ આ, હું પર હક સ્વદેશનો છે."

સાખી—હું પદ અર્પણ હિંદને ભક્તિ ભારતવર્ષ,
સ્વદેશની સેવા વિષે, હૃદય હૃદય છે હર્ષ

રસિક.

## ૧૪ "એ ભૂમિ અમારી"

( રાગ બિભાસ—તાલ દીપચંદી )

એ ભૂમિ અમારી, મૈયા અમારી,
કોણુ અવર કહેશે નિજની ?—
ન દેઉં ઉચ્ચરવા—ટેક

એ સ્વદેશ માટે, કો રણુયજ્ઞે
પ્રાણુ આહુતિ દઉં સજની,
ન ચાહું ઉગરવા—એ ભૂમિ

પરાધીન થઇ ટપલા સ્હેવા
ટાલ પડે શિર શરમ ભરી !
ભલું એથી મરવું—એ ભૂમિ

ગુલામ કાફર કાયર પદવી
હિન્દુ કાળા નામે ઠરી !
ભલું એથી મરવું—એ ભૂમિ

શકે ન કાંઇ કરી એ બાળક
મરદમૂછ મુખ હજુ ખીલી
હાયે શાં મ્હેણું—એ ભૂમિ

વણુછામાં ઉછર્યો તે હાલે
કજો બજેથા ઉકળી !
હાયે શાં કહેણું !—એભૂમિ

નથી રાંકડા, નથી બાયલા,
નથી રૂહેવા નિત્ય દાસ સૃજ્યા
કયમ ગાજી ન કહીએ ?—એ ભૂમિ

છઉં સ્વધર્મ રંગી, સ્વકર્મ સંગી
સ્વદેશ જંગી પ્રેમે ભિંજ્યા !
હરિ એકજ દેવે—એ ભૂમિ

## ૧૫. "અમે હિન્દી હિન્દી હિન્દી!"

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણુ પવિત્ર;
રે જેના સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ;
**અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ.**

અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ;
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી, હા ઉછળે ઉર્મિ અશેષ,
**અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.**

ક્યાં હશે હિમાલય જેવો. ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ;
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશતણા બહુ રંગ;
ક્યાં મુનિ ઋષિરજન બેસી, કરતા પ્રભુપંથ ઉજેશ;
**અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ.**

ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા, ક્યાં ગરજ્યાં અર્જુન ભીમ;
ક્યાં રજપૂતવીર ઝઝૂમ્યા, બળ દાખવવા અસીમ!
રે ભુલીએ તે રીતે શી, અમ અંતરથી લવ લેશ;
**અમે હિંદી, હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ.**

"નથી રે જીવવું પરઆશે, છે પારકી આશનિરાશ,
"નથી કર ધરશો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ"
કંઇ પુણ્ય પ્રભાવ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ;
**અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.**

ધમ ધમ ધરણી ધ્રુજવશું, અમ દેશનાણું કરી ગાન;
જય જય જય નાદ કરીશું દઇશું મોંઘા અમ પ્રાણ;
એ ભક્તિ વસી ઉર, તે શી, દેજો શક્તિ પરમેશ;
**અમે હિંદી, હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ.**

ખબરદાર.

## ૧૬. સાચના સિપાઈ

અમે સાચના સિપાઈ, અમે સાચના સિપાઈ:
સાચ અમારી તરવારે ને સાચની બાંધી સવાઇ;
અમે સાચના સિપાઇ !
સાચ અમારા લ્હડવઇયા; તે લ્હડશે સાચી લ્હડાઇ,
અમે સાચના સિપાઇ,
શુણો અમારાં બ્યૂગલ વાગે, સાચની હાક છવાઇ,
જૂઓ અમારી ધ્વજા ફરફરે, સાચની લહેરો વાઇ;
જામે સાચનું લશ્કર સઘળે આવો તમો ભાઇ,
અમે સાચના સિપાઇ,

કવિ ન્હાનાલાલ.

*

## ૧૭. "જય જય બોલો હિન્દુસ્તાન"

હર હર હર ! મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભૂમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન,
ત્રીસ કોટિ ભારતનાં તનુજો જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઇ આપણે, માતા ભારતનાં સંતાન,
હિંદુ, પારસી, મુસલમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન.
મંદિર, ને મસ્જીદ બન્ને છે, ઇશ્વર કેરાં ઉંચાં ધામ,
ભાઇ ભાઇમાં ભેદ ના હોયે, જય જય બોલો હિંદુસ્તાન.
પુનઃ આપણી ભારતમાતા જગમાં પામે ઉંચું સ્થાન,
વિશ્વ સકળની ધર્મ માત એ, જય જય બોલો હિન્દુસ્તાન.
એક નેક ને એક ટેકથી, કરો એકતા કેરું પાન,
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.

ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચા નિશાન,
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દેવી-યુધ્ધના શાંત સૈનિકો, સ્થૂળ બળનું હરવા અભિમાન,
સ્વાર્પણુ કેરાં શસ્ત્ર સજીરે, જય જય બોલો હિન્દુસ્તાન.
તલવારો, બંદુક ભાલાથી. ઉંચાં છે આત્માનાં સ્થાન,
શરીર પડે પણુ એ તો અમ્મર, જય જય બોલો હિન્દુસ્તાન.
વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી, તત્પર છે કરવા સન્માન,
માતૃવેદિમાં પ્રાણુ અર્પીને, જય જય બોલો હિન્દુસ્તાન.
હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.

ચંદુલાલ નંદલાલ દેસાઈ.

*

## ૧૮. દેશનો દિવાનો

( હું મસ્તાની પ્રેમની મને કોઇ ના છેડોરે, એ રાગ )

હું દિવાનો દેશનો મને કોઇ ન સતાવો;
હોય જે મારા સમા-મારી કને આવો—હું દિવાનો.
તોતા અને કોવા મળી મુજ શિર ન પકાવો;
ડહાપણુ બતાવીને વૃથા મુજ દિલ ન દુઃખાવો—હું દિવાનો.
હોડી વિના સિંધુ તરો હિંમત ન હઠાવો;
હથિયાર વિણુ ઝુઝી શકો તો સંગ સિધાવો—હું દિવાનો.
વિણુ પાંખ ઉડવું આદરી પરx જોડ ઉઠાવો,
તે હું દિવાના સાથ સહુ નિજ હાથ મિલાવો—હું દિવાનો.
પકવાન ખાવાં હોય તો તમ મુખ છુપાવો;
જો અગ્નિ ખાવી હોય તો પતરાળી નખાવો—હું દિવાનો.

---

x પાંખ.

* સુખઆરામ કેરા પાશ બાળી ખાખ લગાવો
પ્રીતિ જગાવો બઠ્ઠીમાં આ દેશ જગાવો—હું દિવાનો॰
નવ પાઘડીનો પ્રેમ ધારી શિર નમાવો;
નિજ પ્રાણ અર્પો દેશને નવ નામ ગુમાવો—હું દિવાનો॰
નિરંત કેરી રાતમાં નિદ્રા નહિ લાવો;
ઉજાગરે આનંદ માનો તો તમે ફાવો—હું દિવાનો॰
શય્યા ચહો જો પુષ્પની તો વેર સિધાવો;
સુવું હોય શરશય્યા પરે તો દોસ્તીનો દાવો—હું દિવાનો॰
ઘસી પાય મરવું હોય તો તમ ધામ સુહાવો;
લણવી અમરતા હોય તો ક્ષેત્રે જીવન વાવો—હું દિવાનો॰
એ દેશનો સંદેશ ને આદેશ છે આવો;
તે રસ સદા હે સંઘવી પીવો અને પાવો—હું દિવાનો॰

ન. પુ. સંઘવી.

*

## ૧૯ ના હઠવું ના હઠવું

( પદ )

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણુ કહાડયું કે ના હઠવું ના હઠવું.
સમજીને તો પગલું મૂકવું, મૂકીને ના બ્હીવું,
જવાય જો નહિ આગળ તોયે, ફરી ન પાછું લેવું. ડગલું॰
સંકટ મોટું આવી પડતાં, મ્હોડું ન કરવું ઝ્હીણું;
કળે બળે ખૂબ લડવું, પણ ના કરવું ફરવા ઉંચું. ડગલું॰
જ્યાં ઉભા ત્યાં ચોંટી રહીને વચન લેવું સમજું;
આભ પડો કે પૃથ્વી ફાટો તોયે ન કરીયે નમતું. ડગલું॰
ફત્તેહ કરીને આગળ વધશું, અથવા અહીંઆ મરશું;
પણ લીધેલું તે પાળીશું દીલ વજ્જરનું કરશું. ડગલું॰

તજી હામ ને ઠામ મૂકવા, ખૂણા જે કો ખોળે;
ધિક્ કાયર તે અપજશરૂપી ખાળકુંડીમાં બોળે. ડગલું૦
નાશી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ્ કહી કહાડે;
બીકણ બાયલા નામર્દાઓ નામ મળે ઉપાડે. ડગલું૦
શૂરવીર તે જશનો લોભી હિંમત મદિરા પીયે;
ઉમંગથી તે ધસી વધે વા ખૂબ ટકાવી રાખે. ડગલું૦
જાણી ગણી જન પુખ્ત વિચારે પાયો નાંખે મજબૂત;
કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂં સાબૂત. ડગલું૦

નર્મદાશંકર.

*

## ૨૦. વીર હિન્દીઓને સંદેશો

રણ મેદાને ચડયા તો મરવું કે ઇચ્છિત કરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.
સુકાની સંભાળજે નૌકા,
તરંગો ઉછાળશે નૌકા,
ખડકમાં પછાડશે નૌકા,
સમુદ્રો ડુબાડશે નૌકા,
ખાવાનું નથી, કામ વિકટ છે, રણસાગર તરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.
ઉખડશે તે જડની સાથે,
લટકશે તે થડની સાથે,
બીડવું છે બડની સાથે,
કામ અહીં છે ધડની સાથે,
માથું હાથમાં લઇને લડવું —જીતવું કે મરવું:
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.

દીવાનો.

# ૨૧ "તહીં આ શિર ઝૂકે છે"

( ગઝલ )

જહાં નિજ સ્વાર્થના બંધો તુટયા, જ્યાંહે ફકીરી છે;
સ્વીકારી સેવના જેણે તહીં આ શિર ઝુકે છે.
ચહે જે સાચને દિલથી મરે જે સાચને માટે;
અભય જે વીર સઘળે છે તહીં આ શિર ઝુકે છે;
ગણે ના ખોફ સત્તાનો ગણે ના જે સ્તુતિનિંદા;
ઝુઝે જે લોકના હિતે તહીં આ શિર ઝુકે છે.
ભભૂકી દીનનાં દુઃખે જીગરમાં હોળીઓ જેને,
મથે એ લ્હાય બુઝવવા તહીં આ શિર ઝુકે છે,
વિરોધી ને વિપત્તિનાં હજારો બંડની સામે,
સમરમાં કેસરી ગાજે તહીં આ શિર ઝુકે છે.
પ્રજાને દેશની કીર્તિ તણી જેને ખુમારી છે;
ઉજાગે જન્મભૂમિને તહીં આ શિર ઝુકે છે.
ટકાવા ટેક સ્વાભિમાન આપે આહુતિ સહુની;
બિરદ જે મહંતુ ધારે તહીં આ શિર ઝુકે છે.
ગણ્યું ઘર દેશને જેણે કુટુંબી દેશીઓ માન્યા;
વહાવી પ્રેમની ધારા તહીં આ શિર ઝુકે છે.
વિભૂતિ દેશને ચરણે ધરી નિષ્કામ ભાવેથી;
કરે કુરબાની જીવનની તહીં આ શિર ઝુકે છે.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

*

## ૨૨ ગુજરાતનો યજ્ઞ કુંડ

( પદ–"ભારતી મૈયારે શંખ સુણ્યો ન હજી શું ? "—એ ચાલ.)

દુઃખમાં શૂરારે, ઓ ગુજરાતી વીરા !
આવો, પૂરા રે, ખમવા દુઃખના ચીરા !–( ધ્રુવ )
કડકડ ફૂટે કોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે
ઝળઝળ જવાળા વ્યોમ જળાવે. ઉભા રહો દૃઢ વાટે ! દુઃખમાં.
નથી પડવું યાહોમ કરીને આજે અંધ શૂરાનું;
નથી અબળને દમવું; આ છે જડચેતનનું લ્હાણું ! દુઃખમાં.
સત્યજ પ્રભુના પ્રાણ અમારા, સત્યજ અંગ અમારાં;
સત્યજ રકત વહો અમ નસમાં, સત્યજ વ્રત અમ ન્યારાં ! દુઃખમાં.
માથા સૌ ધર ભાર તણીને સુખની ડોળી દફની;
આત્મ શૌર્યનાં શ્વેત સજ્યાં પટ, ના કાયરની કફનીઃ દુઃખમાં
પાય પડયા, વિનવ્યા કંઇ કંઇ, શું હૃદયહીણુને રટવું ?
હવે પડયા, રગડાયા રણુ ત્યાં ના હઠવું, ના હઠવું ! દુઃખમાં.
ભારત દુઃખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફુલે ?
ઓ ભારત ! નિધિ પાર ઉતરજે અમ શબઢગને પૂલે ! દુઃખમાં
વાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;
નવલખ આંખે વ્યોમ રૂવે પણ પાછું જૂએ ન મરણીઆ દુઃખમાં
એજ અલખની ધૂન અમારી, મૂગે મુખે દુઃખ સ્હેવું.
બેડીની જડ જડતાં અરિ પણ આખર રોશે એવુંઃ દુઃખમાં.
કીર્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે.
ઓ વીરા ! જગને ભૂલવવી આ ગરવી ગુજરાતે ! દુઃખમાં.
ધર્મ ક્ષેત્ર એ, કર્મ ક્ષેત્ર એ, રણુક્ષેત્ર અનેરૂં !
જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્યજ ભારત કેરૂં ? દુઃખમાં.
દુઃખમાં ગાજો પૂરા રે, સત્ય પ્રેમ રસ ધીરા દુઃખમાં.

ખબરદાર.

## ૨૩ એક દિન એવો આવશે,

એક દિન એવો આવશે

જ્યારે અમીઝરણો ઝરંતાં પૃથ્વીનેય પલાળશે
એક દિન એવો આવશે. ટેક

કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે
નિજવીર્યથી ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક૦
રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ, પ્રતાપ ને,
દધિરાજ, યોગીરાજ, ગુર્જરરાજને ભુલાવશે એક૦

શિબિરાજ, ભગિરથરાજ સમ પરમાર્થજીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને વિસરાવશે. એક૦
પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યવર્ત ઉદ્ધારશે એક૦
આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦

આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે.
દૃઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક૦
આ દુઃખને ભૂખના પડે પોકાર ચારે દેશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦

મરૂદેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ ફૂલથી લચી સુંદરી સમ એકલો અહીં મહાલશે. એક૦
અહીંથી મહાવીર મ્હારથી ટકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઇ સંયમના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક૦
પૂર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન તકર્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક૦

મગનભાઇ ચતુરભાઇ પટેલ.

## ૨૪ હિંદનું ભવિષ્ય.

( ત્રિકાલી ગરબો )

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આથમી રે લોલ,
વ્હાણલાં વાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે શમી રે લોલ,
માજી તારા ઘાયલ પૂત સપૂત સુતેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાઝો ઝંપાપાત જાતસુખ ત્યાગશે રે લોલ,
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ,
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ,

જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન થશે રે લોલ,
જાગશે જાગશે જનકચંદ્ર અધમ ઉદ્ધારશે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.
જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણા રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ.
જાગશે શિવાજીનાં એન ધરતી ધ્રુજાવશે રે લોલ,
જીતશે કુડકપટના ખેલ કુડ ત્યાં ધુળ થશે રે લોલ.
માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારાં દુધમલ પીશે દુધ દુધ દીપાવશે રે લોલ.
મંદ મૃદુ હિમળાના વાયુ ઉત્તરના વાયા જશે રે લોલ.
માજી જશે રોગ શોકના થોક શીતળાના શાંતિ થશેરે લોલ.
ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારકે કલ્પતરૂનો પાક કણના કળશી થશે રે લોલ.
માજી એવા મોં માંગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ,
આવતી સાગરિયાની છોળ રતનચોક રેલી જશે રે લોલ.

માજી તારો ભાગ્ય–સવિતા ગર્વ સિંચતો ચડતો જશે રે લોલ.
પ્રભુજીના શરદપુનમના ચંદ્ર સમો [redacted] સ્થંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનસે [redacted] ઝાંખાં થશે રે લોલ
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણુ ગાજશે રે લોલ.

વિદ્યાર્થી

*

## ૨૫. "તમારી આત્મશ્રદ્ધા તો"

( ગઝલ )

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તુટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા પહાડો યે ખસી જાશે,
બિયાબાં[1] માર્ગ દઇ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.
ઉતરવા સાત સાયર જો તમારા પત્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો ન વાયુ–યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રધ્ધા તો.
થશે વિદ્યુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માંગ્યા જો તમારી આત્મશ્રધ્ધા તો.
હજારો રોગની જ્વાળા દવાના બુંદના વિના;
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રધ્ધા તો.
દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.
ઝીમરની બાળ હઠથી તો વિદોઆ દૂધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રધ્ધા તો.

---

૧ જંગલ.

પ્રભુ પ્રહલાદને માટે વસેલા લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રધ્ધા તો.
મદોન્મત સિંહને બાંધ્યો ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રધ્ધા તો.
ઝરંતા ઝેર ભુજંગો ફૂણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતિલો તમારી આત્મશ્રદ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

*

## ૨૯. સ્વરાજ્ય સવારી.

આવે છે રે આવે છે સ્વરાજ્ય સવારી આવે છે;
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય૦

દૂર સ્વપ્ન થકી દૂર કહેવાતું થાઓ લાયક ત્યારે જોવાનું.
શું બાળક ચાંદો માંગે છે, સ્વરાજ્ય૦

તડ પાડી રાજ્ય અહીં કરવાંતાં ઇલ્કાબ ખિતાબો ધરવાતા
કાઉન્સીલે ફારસ કરવાંતા, સ્વરાજ્ય૦

પંજાબ ખિલાફતથી ચેત્યા. ગાંધીજી અસહકાર ચઢયા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે, સ્વરાજ્ય૦

નોકરશાહી હાથ પડયા હેઠા, ફાંદાઓ વિધવિધ લઇ બેઠા.
પણ નહિ ચાલે જખ મારે છે, સ્વરાજ્ય૦

હરિ! લાજ હવે તારે હાથે, વ્રત મોટાં લીધાં તુજ શાખે.
બળ દે, કદી ના પાછા હઠીએ. સ્વરાજ્ય૦

ડા. હરિપ્રસાદ દેસાઇ.

## ૨૭. તન્મનાટ

ડરૂં નહિ ભલે મરૂં પણ આગે કદમ ધરૂં હું,
કરૂં નહિ, ભલે મરૂં પણ, વ્હાલું વતન ફરૂં હું.

શિરમાં ચઢે ખુમારી, ચેતન નયન ભભૂકે
રગ રગ રુધિર ઉછળે કે આમ ઉંડળ ભરૂં હું

જે ખાકથી નીપજ્યાં, આ ચામ, હાડ, મજ્જા
પરવા તજીને તેની નહિ દ્રોહીમાં ઠરૂં હું.

મુજ રંક માડીજનયાં. સહુ સંકટે છવાયાં,
તેનાં રખોપણાંની દૃઢ ઢાલ થઇ ફરૂં હું

ભડ ભીષ્મ બ્રહ્મચારી શરની સજી પથારી,
મારા હતા એ પૂર્વજ, તેને અનુસરૂં હું

બુલબુલને ગુલ મુબારક. ગુલને ચમન મુબારક.
વ્હાલું વતન મુબારક એ દમબદમ સ્મરૂં હું.

જીગર

*

## ૨૮. મ્હારો રેંટીયો

( મ્હાલા વેગે આવોરે-એ લય. )

ધીરો ધીરો ચાલેરે, મીઠો મીઠો ગાજેરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી. ટેક.
એ રેંટીયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે, બાળું ભારતનો ઉધ્ધાર;
ધીરો ધીરો ચાલેરે.

આખી—ત્રાક રૂડી પાંખા રૂડા, ઉજ્જવળ તેમાં નાથ;
ઉજ્જવળ પુણી આપતી, ઉજ્જવળ મ્હારા હાથ;
દેશી મ્હારા દેશને, (સૌ) ઉજ્જવળ ઉજ્જવળ સાથ;
દુઃખો સહુ હરતોરે, અભયપણે ફરતોરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.
ધીરો ધીરો ચાલોરે, મીઠો મીઠો ગાજેરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

વરતેજવાળા ગનહર.

*

## ૨૯. મા મને ખાદીની ટોપી અપાવ.

( અમ્મા મુઝે અચ્છીસી ટોપી દિલાવ—એ રાગ. )

મા મને ખાદીની ટોપી અપાવ,
ખાદીની ટોપી અપાવ, મા મને. ટેક.
ખાદીનું પહેરણુ ખાદીની ધોતલી
ખાદીની કંથા પહેરાવ. મા મને૦
ખાદીનું દફતર, ખાદીના જોડા,
ખાદીથી સુંદર બનાવ મા મને૦
બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં,
સ્વદેશી ભણુતર ભણાવ. મા મને૦
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
રેંટીયો રૂડો કંતાવ મા મને૦
સ્વરાજ લેશું સૂતરને તાંતણે,
ખાદીનો મહિમા ગવરાવ. મા મને૦

દોલતરાય સુંદરજી દવે.

## ૩૦. "ફરી ભારત બનાવી દો !"

પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો !
જૂનું તો છો રહ્યું જૂનું, નવા જગને બતાવી દો.
રજત રત્નો સ્ફટિક કાંચન, ખનિજ ધન રક્ષનારાઓ,
પહાડોના સદા સાવધ ખડા પહેરા ભરાવી દો !
વનૌષધિથી ભર્યાં ભારે હરિત ઘન વૃક્ષરાજિનાં,
ઘનો વનરાજ વ્યાઘ્રોની ભીષણુ ઘોરે ગજાવી દો !
તૃણાગારે જઈ ચરતાં અહીં તહીં ધેનુનાં વૃન્દો !
સુરીલી ગોપજનની વાંસળી વ્હાલી બજાવી દો !
ગિરિ ગવ્હર પતિત પાવન પ્રદાતા મોક્ષનાં તીર્થો,
તપસ્વી સાધુ સંતોની અખલ ધુનથી જગાવી દો !
પઠનપાઠન પ્રવૃત્તિની પ્રકર્ષક પર્ણકુટિઓ,
ગુરૂવર શિષ્ય ગભરૂ બ્રહ્મચારીથી સુહાવી દો !
સનાતન ધર્મનો સદ્બોધ દેતા શાસ્ત્રના જ્ઞાને,
હૃદય ઉંડાણુથી અજ્ઞાનની આંધી ઉડાવી દો !
સુભટ નરવીર રણધેલા, ધુરંધર રાજનીતિજ્ઞો,
પ્રતાપી કર્મવીરોથી, વરદ કાર્યો કરાવી દો !
સુપુત્રોની સુખી જનની ગૃહિણી ગૃહલક્ષ્મીના,
પ્રસન્ન વદને ગૃહસ્થોનાં ગૃહાંગણીયાં દીપાવી દો !
અતુલ વૈભવ અને વિજ્ઞાનથી ભૂષિત ભારતની,
નવા જગની ભલે ભગવાન્ ! પછી તુલના કરાવી દો !

*

## ૩૧. ભારતની આરતી

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ.
ગુણ તારા નિત્ય ગાઇ (૨) નમીએ ચરણ ચુમી,
જય જય માતૃભૂમિ૦ ટેક

તુજ કિરિટ સ્વરૂપ નંદન વનરાજે, મા નંદન૦
ભાલપ્રદેશે ત્હારા (૨) શીખ પ્રજા છાજે —જય જય૦
ક્ષત્રિય વીરનો વાસ વિશાળ ઉર ક્ષેત્રે, મા વિશાળ૦
સદૈવ ત્હારા કાજે (૨) પડતા રણક્ષેત્રે—જય જય૦
તુજ કેશાવલિરૂપ, હિમગિરિ શોભે—મા હિમગિરિ૦
વિશ્વે અતિ વખણાઇ (૨) જગનાં મન લોભે—જય જય૦
બેલડીએ તુજ માત, સિંધ બંગ તપતાં. મા સિંધ૦
સાહિત્યે વિજ્ઞાને (૨) સહુ પહેલાં ધપતાં—જય જય૦
કચ્છ ગુજરાત સુરાષ્ટ્ર, સત્ત્વ રૂપ ત્હારા, મા સત્ત્વ૦
ઉદ્યોગે વ્યાપારે (૨) સૌંદર્યે સારાં—જય જય૦
મહારાષ્ટ્ર, મદ્રાસ હૃદ ઉદયગામી—મા હૃદ૦
સબળ શ્રેષ્ઠ બુધ્ધિયુત (૨) સ્થંભ જોડ જામી—જય જય૦
હૈયે હારસ્વરૂપ ગંગા ને યમુના, મા ગંગા૦
કટિઆભૂષણ જેવા, (૨) આબુ વિંધ્ય ભલા—જય જય૦
અમાપ અર્ણવનીર તુજ ચરણો ધોતાં, મા તુજ૦
શુભ શિરછત્તર :રૂપે (૨) ગિરિરાજે સ્હોતા—જય જય૦
સુજલાં સુફલાં માત, સુધર્મની ધાત્રી, મા સુધર્મની૦
હજીએ તું એની એ (૨) છે જગને ખાત્રી—જય જય૦
લઇ પ્રતિજ્ઞા આજ તુજ મુક્તિ માટે—મા તુજ૦
સ્વરાજ્યયુદ્ધે ચઢશું (૨) સહુ શિરને સાટે—જય જય૦

## ૩૨ વંદેમાતરમ્.

વન્દે માતરમ્
સુજલામ્, સુફલામ્ મલયજશીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્–વન્દેમાતરમ્
શુભ્રજ્યોત્સ્નામ્ પુલકિતયામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્–વન્દેમાતરમ્
ત્રિંશત્કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે
કોટિકોટિભુજૈર્ધૃત ખરકલ બાલે ?
કે બોલે મા, તુમિ અબલે ?
બહુ બલધારિણીમ્ નમામિ તારિણીમ્
રિપુદલ વારિણીમ્ માતરમ્–વંદેમાતરમ્

બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય.

*

## ૩૩. માતૃભૂમિને ચરણે

ઐ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક૦
માથે પે તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જિવ્હા પે ગીત તૂ હો, મૈં તેરા નામ ગાઉં. ઐ૦
જિસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જૈસે.
ઉસ તેરી ધૂલિકો મૈં નિજ શીષ પે ચઢાઉં. ઐ૦
માની સમુદ્ર જિસકી ધૂલિકા પાન કરકે.
કરતા હૈ માન તેરે ઉસ પેરેકે મનાઉં. ઐ૦

વે દેશ માનવાલે ચક્કર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં ઐ૦
સેવામેં તેરી સારે ભેદોકો ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનુ સુનાઉં. ઐ૦
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં.
મન ઔર દેહ તુજ પર બલિદાન મૈં ચઢાઉં. ઐ૦

ઇન્દ્ર.

*

## ૩૪ વંદેમાતરમ્ સ્તોત્ર

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વંદેમાતરમ્;
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વંદેમાતરમ્.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વંદેમાતરમ્;
સિદ્ધિદાયક બુધ્ધિદાયક એક વંદેમાતરમ્.
ઓજમય બલકાંતિમય સુખ શાંતિ વંદેમાતરમ્;
મતિપ્રદાયક અતિસહાયક મંત્ર વંદેમાતરમ્.
હરઘડી હરબાર હો હરનામ વંદેમાતરમ્;
હરદમ હમેશાં બોલીએ ગુરૂમંત્ર વંદેમાતરમ્.
જપીએ નિરંતર શુધ્ધ મનસે મંત્ર વંદેમાતરમ્;
સોતે સમય ખાતે સમય કલગાન વંદેમાતરમ્.
આઠોં પ્રહર દિલમેં રહે મૃદુતાન વંદેમાતરમ્;
મુખસે હૃદયસે રાત દિન હો જાપ વંદેમાતરમ્.
તેગસે શિર ભી કટે ભુલો ન વંદેમાતરમ્;
મ્હોતકી ઘડીયાં ગુંજા દો નાદ વંદેમાતરમ્.
જેલમેં હો તો જપો શુભ જાપ વંદેમાતરમ્;
બેડીમાં ઝંકાર દે શુભ તાન વંદેમાતરમ્.

તીર ગોલી તોપકી હૈ આડ વંદેમાતરમ્;
તેગ બરછી કે લીયે હૈ ઢાલ વંદેમાતરમ.
કર્ણકા દૃઢ કવચ હૈ એક શબ્દ વંદેમાતરમ્;
વિશ્વવિજયી શત્રુવિજયી મંત્ર વંદેમાતરમ્.

*

## ૩૫. કદિ નહિ હારના

કદિ નહિ હારના, ભાંવે[1] સાડી[2] જાન જાવે
અસી[3] નહિ હારના, ભાંવે સાડી જાન જાવે.
બિજલી તે અગ[4] કોલોં[5] પાની, તુફાન કોલોં.
ન્હેરીં[6] ભુચાલ[7] કોલોં—કદિ૦
તોપ તલવાર કોલોં, ગોલીયાંદી માર કોલોં,
ખંડેદીં[8] ધાર કોલોં—કદિ૦
કુર્કી[9] નીલામી[10] કોલોં સખ્ત કલામી[11] કોલોં,
ફાંસી કાલેપાની કોલોં—કદિ૦
દીન ઇમાન નાલ[12], ધર્મ જ્ઞાન નાલ,
મર્દદી જબાન નાલ—કદિ૦
માંઝેદે[13] જોર નાલ, માલવેદે[14] શોર નાલ,
સોહણીયાંદે[15] બોલ નાલ—કદિ૦
ધન્ની[16] પોઠોહાર[17] નાલ, સંદલીદી[18] બાર નાલ.
ઝંગ સિપાલ નાલ—કદિ૦
રામ દે[19] પ્યાર નાલ, શાંનિ સબર નાલ,
રબ્બ[20] સચિયાર[21] નાલ—કદિ૦

પંડિત રામભજદત્ત ચોધરી.

---

૧ ભલે. ૨ આપણી. ૩ આપણે. ૪ આગ. ૫ થી. ૬ વંટોળીઆ ૭ ધરતીકંપ. ૮ ખડગ, ૯ જપ્તી. ૧૦ લીલાંહથી વેચાણ. ૧૧ બોલ. ૧૨ ની સહાય લઇને. ૧૩ અમૃતસરનો એક ભાગ, ૧૪ લુધીઆના. ૧૫ સુંદર સ્ત્રી પુરૂષો, ૧૬ જેલમ. ૧૭ રાવલપીંડી, ૧૮ આ નામનો પુરૂષ થઈ ગયો તેનો ઇલાકો. ૧૯ નો. ૨૦ ઇશ્વર. ૨૧ સાચો.

## ૩૬. હિન્દોસ્તાં હમારા

સારે જહાંસે અચ્છા, હિન્દોસ્તાં હમારા,
હમ બુલબુલે હૈ ઇસકી, વહ ગુલિસ્તાં હમારા.
ગુરબતમેં હો અગર હમ. રહતા હૈ, દીલ વતનમેં
સમઝો વહીં હૈ હમભી, દિલ હો જહાં હમારા
પર્વત જો સબસે ઉંચા,હમસાયા આસમોકા;
વોહ સંતરી હમારા, વહ પાસબાં હમારા
ગોદિમેં ખેલતી હૈ, જિસકે હજારો નદિયાં;
ગુલશન હૈ જિનકે દમસે, રશ્કે જિના હમારા.
અંય આબે રોદે ગંગા, વહ દિન હૈ યાદ તુઝકો;
ઉતરા તેરે કિનારે, જબ કારવાં હમારા.
મઝહબ નહીં શીખાતા. આપસમેં બૈર રખાના;
હિન્દી હૈ હમવતન હૈ હિન્દોસ્તાં હમારા.
યુનાનો મિસ્ર રોમાં સબ મીટ ગયે જહાંસે
અબ તક મગર હૈ બાકી નામો નિશાં હમારા.
કુછ બાત હૈ કિ હસ્તી, મિટતી નહીં હમારી;
સદિયોં રહા હૈ દુશ્મન, દૌરે જમાં હમારા
ઇકબાલ કોઇ મરહમ અપના નહીં જહાંમે;
માલુમ ક્યા કિસીકો, દર્દે નિહાં હમારા.

*

## ૩૭. પ્યારા વતન હમારા

બુલ બુલ અગર હૈ હમ તો વહ હૈ ચમન હમારા,
તન હો કહીં, વહી પર રહતા હૈ મન હમારા.
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.
ઇસકે હી અન્ન જલ સે હમ સબ કે સબ પલે હૈ,
મિટ્ટિ હૈ ઇસકી જીસમેં યોં ફુલ હૈ, ફુલે હૈ   પ્યારા૦
લગતી હૈ બન કે સુર્મા આંખો મેં ખાક ઇસકી,

હમકો હૈ પાક કરતી તાસીર[1] પાક ઇસકી પ્યારા૦
મિટ્ટિને ઇસકી કયા કયા જગ મેં હૈ ગુલ ખીલાંયે,
ચુન ચુન કે ફૂલ જીસસે લોગોંને ઘર બનાયે. પ્યારે૦
થે રામ ભી યહીં પર ઘનશ્યામ ભી યહીં પર,
ઐસે મહાપુરૂષ હૈં ગુજરે ભલા કહીં પર ? પ્યારા૦
બત્તીસ કોટિ બચ્ચે હૈ ગોદ મેં ખિલાતા
સબકો યહી ખિલાતા સબ કો યહી પિલાતા. પ્યારા૦
ઇસકી હી રોશની હૈ ચહેરે પૈ જો ચમક હૈ,
હૈ હડ્ડિયોં મેં બેધા[2] ઇસકા હી તો નમક હૈ પ્યારા૦
ખાદિમ[3] ઇસીકે હૈ હમ મખદૂમ[4] હૈ યે અપના,
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.

*

## ૩૮. ઐ મેરી જાન ભારત !

ઐ મેરી જાન ભારત ! તેરે લિયે યે સર હો,
તેરે લીયે હી જર હો તેરે લીયે જીગર હો
હિચકુ ન તેરી સેવા સે મેરી જાન ભારત
ગર્દન પે મેરી રકખા સમશેર યા તબર હો.
ગમ જાન કે લિયે ભી મુઝકો કભી ન હોગા,
ભારત તેરે લિયે હી આતી યે કામગર હો
કિસ્મતકા તેરી આખર ચમકે ફિર આસમાં પર,
સેવામેં તેરી માતા ગર જીન્દગી બસર હો.
"ભારત હી મેં સદા મૈં પેદા હું ઔર મરૂં મૈં"
ઇશ્વર ન કુછ હો મન મેં. યહ આરઝુ અમર હો.
ગર દેશહી કી સેવા હો પ્યારા ધર્મ મેરા,

૧ અસર. ૨ ઘુર-રસ ૩ ગુલામ. ૪ માલિક.

પરમાત્મા કી તો ફીર મેરી તરફ નજર હો
જીવન સુફલ તભી બસ સમઝેગા સાધુ અપના
સેવામેં તેરી માતા સર મેરા ગર નજર હો.

*

## ૩૯. સરફરોશીકી તમન્ના

સરફરોશી[૧] કી તમન્ના[૨] અબ હમારે દિલમેં હૈ
દેખના હૈ જોર કિતના બા[૩]જુએ કાતિલ[૪] મેં હૈ
રહરવે, રાહે-મહબ્બત[૬] રહે ન જાના રાહ મે
લઝ્ઝતે[૭] સહેરાનવર્દી[૮] દૂર યે મંઝિલ[૯]મેં હૈ,
આજ ફિર મકતલ[૧૦] મેં કાતિલ કહે રહ. હૈ બારબાર
ક્યા તમન્ના-એ-શહાદત[૧૧] ભી કિસી કે દિલમેં હૈ?
અય શહીદે[૧૨] મુલ્ક-ઓ-મિલ્લત![૧૩] મેં તેરે ઉપર નિસાર[૧૪]
અબ તેરી હિમ્મત કા ચરચા[૧૫] ગેરે[૧૬] કી મેફીલ[૧૭] મેં હૈ
વકત આને દે બતા દેંગે તુઝે અય આસમાં[૧૮]!
હમ અભી સે ક્યા બતા દેં ક્યા હમારે દિલમેં હૈ?
અબ ન પહેલે વલવલે[૧૯] હૈં ઔર ન અરમાનોંકી[૨૦] ભીડ
સિર્ફ[૨૧] મિટ જાને કી એક હસરત[૨૨] દિલે-બિસમિલ[૨૩] મેં હૈ.

મૌલાના હઝરત મોહાની

---

૧ માથું આપી દેવું, ૨ લગની-ધુન ૩ બાવડાં, હાથ ૪. જુલમગાર. ૫ રસ્તે ચાલનાર, મુસાફર. ૬ પ્રેમનો પંથ-રસ્તો. ૭ રસ. લિજ્જત ૮ રેતીના રણમાં ચાલવું ૯ મુકામની જગ્યા ૧૦ વધસ્થાન, ૧૧ મરી મટવાની હોંસ, ૧૨ હે ધર્મવીર! ૧૩ દેશ અને સમાજનો ૧૪ કુરબાન, ન્યોછાવર થઇ જવું ૧૫ વાતો ૧૬ પરદેશીઓના. ૧૭ મેળાવડાઓમાં ૧૮ આકાશ (ઉર્દૂ કવિતામાં આકાશને પ્રેમીઓનું વેરી માન્યું છે) ૧૯ વ્યગ્રતા, ૨૦ વાસનાઓ. ૨૧ કેવળ. ૨૨ આકાંક્ષા, ૨૩ સજા પામવાને આતુર દિલ.

# ૪૦. ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

જય જય મારા ગુર્જર વીરો !
આવો રંક, ફકીર અમીરો ! આજે દિવસ ઉગ્યો રળિયાત;
ધોધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

આજે લેશો શું તમ સાથે ?
શૌર્ય વસે હૃદયે કે બાથે ?–તેજ છતાં બૂડી તરવાર !
ફેંકી દો સહુ બૂઠાં શસ્ત્રો, સજો હૃદયના તવ હથિયાર ! ઓ૦

હાય વિલંબ હવે શો ઠાલો ?
ધપતા ધપતા આગળ ચલો અગ્ર રહી ઘૂમવું છે આજ.
ધજા રહી છે આ તમ કરમાં; તે ભારતને અમુલખ લાજ ! ઓ૦

નથી રૂધિર રેલવવાં કોના;
નથી હૃદય ચીરી અરિઓનાં, નિજ હૃદયો કરવાં પ્રભુભંગ;
નથી વિજયના રંગ રુધિરમાં જ્યાં જનરકત ભરે ઉરગંગ; ઓ૦

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે કયાં ?
આકાશે અંધાર વહે કયાં, જ્યાં દિનકરનો થાય પ્રકાશ ?
જ્ઞાન દીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ; ઓ૦

મરદાની મુજ ગુર્જર વીરા !
કાર્યધુરંધર, શૂર અધીરા ! મુખયૌવનનો ગર્વપ્રતાપ;
અંગ રુધિર ઉછળે નભ અડતાં; ભરો હરોને દર્પ અમાપ ! ઓ૦

ભૂત બધું પાછળ છે મૂકયું—
આજ ઉરે નવજીવન ફુંકયું. દુનીઆ બધે નવી દેખાય !
નવ આશે નવ હાસ્યે ધસવા આજે પાદ અધીરા થાય, ઓ૦

મુખી પડયા કે હઠયા પછાડી ?

ધસો ધજા લ્યો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધુન ભેર;
ધર્મભાર શૂરોજ વહે એ એક પડે—ત્યાં ઉઠે તેર, ઓ૦

કોણ વિકટ પથ કહી ડરાવે ?—
પર્વત પરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ!
જંગલ તોડી મંગલ કરીશું, બતાવશુ બળવંતા હાથ ! ઓ૦

આપણુ ગુણગરવા ગુજરાતી.
કૃષ્ણવરા, અદ્દભુત મદમાતી, ભારતયુદ્ધ જીતે ભડવીર;
સાહસ, શૌર્ય અડગ શ્રમથીજે થળથળમાં ગાજે રણવીર; ઓ૦

આવો નવરસના રઢિઆળા ?
ગિરિગહ્વરમાં ભરી ઉછાળા કેસરીયાં શું રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાહી ઘોડીના રખવાળ ! ઓ૦

તીર્થે તીર્થે શુચિતા સ્થાપી;
ગરવી સાભ્રમતીને તાપી, ભરે નર્મદા નવનવ નૂર;
ગુણી ગોમતી, સરસ્વતીને દમણગંગાનું જળશૂર ! ઓ૦

છે અદ્દભુતના એ કંઇ જુદી !
પશ્ચિમ સાગરનાં જળ કૂદી, ઉછળી ગગન કસે નિજ જોમ;
વિન્ધ્ય અને ગિરનાર દિશા બે ઉભી ઝીલે પડતું વ્યોમ ? ઓ૦

એવાં ઓ ગુર્જર સંતાનો !
હિંદુ, પારસી, મૂસલમાનો, ખ્રિસ્તી, બૌદ્ધ કે જૈન ચહેલ ?
ભુજ શું ભુજ ભીડીને આવો, એકજ પ્રેમ તણી છો વેલ ! ઓ૦

ચહો અડગ બાંધવ ટેકીલા !
દ્વેષ વિષે બનવું નવ ઘેલા, દ્વેષ કદિ નવ આપે જીત.
અંતર રિપુનો કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત, ઓ૦

દ્વેષે શું રહેશો અથડાયા ?
હજાર વર્ષો તણી જડ માયા, પડી હૃદયમાં છે પથરાઇ.
ઉકેલતાં પરદોષ ઉરેતો નિજ અંધાર વધે ધુંધવાઇ, ઓ૦

લોચનના પડદા દો ખોલી !

ભૂત બધાં ખાતાં ઉર ફોલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે ઓ ગુર્જર વીરા ! થવું આપણે છે સ્વાધીન ! ઓ૦

રહેવું શુદ્ધ વચન મન કર્મે:
સાર એજ દીઠો સહુ ધર્મે. તો કયમ થઇએ પતિત નિદાન ?
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ; ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન, ઓ૦

એવા શુદ્ધ બનીને આવો !
પછી અડગ તમ પગ ઉઠાવો હજાર હાથીનું ત્યાં જોર
જય કુંકુમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરે ઠોર, ઓ૦

ઓ ! આ થાય બધે અજવાળાં;
ઉઘડયાં પુણ્યપ્રભાત રસાળાં ! ઉઘડયાં ભાગ્ય ભલેરાં દેશ !
રણશિંગા ફુંકાય ફરીઆ: કર્મવીર ! ઉઠશો નહિ લેશ ? ઓ૦

સ્વપ્ન ફળે જુગજુગનાં સાચે
દેવ ફીરસ્તા ઉતરા રાચે પયગંબરને પીર અનેક;
સગાઇ સ્વર્ગ તણી ભૂલેલી દૃઢ બંધાશે ફરી વિશેક ? ઓ૦

કુંકુમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભગિનીઓ, સર્વ !
પડખે અમ ઉભીને રાખો, ગરવી ગુજરાતણનો ગર્વ ! ઓ૦

જય જય મારા ગુર્જર વીરા ?
આજ અમીરા ઉરના ચીરા જીવનને જાણે નહિ જોખ;
મરવું તો શુરાને ગરવું કાયર ખોળે ઘરના ગોખ; ઓ૦

શ્વેત ધજા ભારતમાં રોપો !
થાશે પુષ્પ વરસતી તોપો, થશો, સહુ શણગાર સ્વરુપ;
જગ બંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થાશે નવિન અનુપ ! ઓ૦

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

ખબરદાર.

## ૪૧. એ ભવ્ય ભાગ્ય ક્યાંથી ?

જે સત્યથી પૃથિવી નભ મંડળે ફરે છે,
જે સત્યનેજ દેવો આધીન થઇ રહે છે,
જે સત્યનાજ જોરે, ઝુઝી ગયા શહીદો,
જે સત્યની પ્રતિમા સીતા સમી સતીઓ.
છે યુધ્ધ આદરેલું તે સત્યને સહાયે,
તે સત્ય તુંબી પાત્રે તરવો સમુદ્ર ભારે
છે દિવ્ય મંત્ર સમતા ને પ્રેમ ને અહિંસા,
જો આચર્યા જીવનમાં તો છે વિજય સરતમાં.
છે મારનાર લાખો, મરનાર કોઇ વીરલા,
જે સામી છાતી રાખી ક્ષત્રિય ઘાવ ઝીલતાં.
હણનાર લાખ થાશે, જીવાડનાર કોઇ;
જીવાડનારની છે, દુનિયા અહીં દુહાઈ
છારી મલિનતાની જો દૃષ્ટિથી કપાઇ
દિલમાં પવિત્રતાની તાસીર જો છવાઈ
જો અંતરે પ્રભુના સામર્થ્ય માંહી શ્રધ્ધા,
છે એજ એક કર્તા; નિમિત્ત માત્ર બીજા
તો તોપ બંદુકો ને બારૂદ તીર ભાલા,
તલવાર પાણી કાળાં આયુધ સર્વ ઠાલાં
છો ખાલસાં મૂકાતાં, વ્હાલાં વતન અમારા.
છો આવતાંજ તેડાં અંધારી ઓરડીનાં
અમ બેડી બંધનોથી અમ માત બંધ તૂટશે.

ફુરણાની આપણીથી, ઝરણાં અમી વહેશે
અંધાર વાસમાંથી સ્વાતંત્ર્યે રશ્મિ ફુટશે,
ને ધર્મચક્ર ફરતાં જગદેહ શુદ્ધ થાશે,
રૂધિર નિજ રેડી બલિદાન શુધ્ધ દઇશું,
ત્યારેજ શુદ્ધ થઇશુ, ત્યારેજ મુક્ત થઇશુ.
ગંગા પુનિત ઉતરી, ચૈતન્ય ધાર રેલી
એ ધન્ય ભાગ્ય ક્યાંથી લ્યો મુક્તિની પ્રસાદી !

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.



કોઇ પણ જાતનું રાષ્ટ્રીય સાહિત્ય
દેશભક્તિના કાવ્યસંગ્રહ
દેશનાયકોના જીવનચરિત્રો
સ્વદેશપ્રેમથી ઉછળતા ગ્રંથો
ગાંધીજીનાં રચેલાં પુસ્તકો

જોઈતા હોય તો, મળો

ગાંડીવ સાહિત્ય મન્દિર
૧૮૦—કેળાંપીઠ બાલાજીને રસ્તે
સુરત.

---

# વાંચવા લાયક પુસ્તકો.

**હૃદય મન્થન**—શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઇ મ્હેતાના રચેલાં કાવ્યોનો સંગ્રહ. દરેક ઘરમાં રાખવા લાયક કિ કિમ્મત છ આના પાકું પૂઠું આઠ આના.

**રાષ્ટ્રીય ગરબાવળિ**—દરેક કન્યા તથા સ્ત્રીને ઘણુંજ ગમે એવું રાષ્ટ્રીય ગરબાઓના સંગ્રહનું પુસ્તક. કીંમત દોઢ આનો.

**પૂર્વ અને પશ્ચિમ**—મહાત્મા ગાંધીજીએ આફ્રિકામાં ઇંગ્રેજી પરથી લખાવેલું પુસ્તક. એને માટે ભલામણ કરવાની જરૂર રહેતી નથી કિમ્મત ચાર આના.

ગાંડીવ સાહિત્ય મન્દિરમાંથી આ સર્વ પુસ્તકો મળશે.

રાષ્ટ્રીયશાળા, પુસ્તકાલયો, અને કુટુંબમાં રા

# ઉપયોગી પુસ્તકો

**બાલ પ્રાર્થના:**—સુંદર સુંદર ૩૩ પ્રભુ પ્રાર્થનાનો સંગ્ર. પૃ.-૬૪ બત્રીસ પેજી કિંમત ૦-૧-૩

**બાલવાડી (ભાગ ૧લો):**—બાલ વર્ગ અને પહેલા ધોરણના ઉપયોગ માટે, ગુજરાતી કવિતાઓનો સંગ્ર. કિંમત ૦-૧-૬

**બાલવાડી (ભાગ ૨જો):**—બીજા અને ત્રીજા ધોરણ ઉપયોગ માટેની કવિતાઓ. કિંમત ૦-૨-૬

**બાલવાડી (ભાગ ૩જો):**—ગુજરાતી ચોથાથી સાતમા અને અંગ્રેજી પહેલાથી ત્રીજા ધોરણના ઉપયોગ માટેની કવિતાઓનો સંગ્રહ. (છપાય છે.)

**લોકગીતો:**—(છપાય છે) સંગ્રાહક સદ્ગત સાક્ષર રણજીતરામ વાવાભાઈ. એમના વિદ્વત્તાભર્યા નિબંધો સાથે ૧૨૫ લોકગીતોનો સંગ્રહ પૃષ્ઠ આશરે ૧૬૦ કિં. ૦-૮-૦

**રામચરિતામૃત:**—(૧૦૦૦ લીટીમાં રામાયણ) સાહિત્ય પરિષદનું પહેલા નંબરનું ઇનામી કાવ્ય પૃ. ૯૨. કિં ૦-૬-૦.

તા. ક:—ટપાલ ખર્ચ દરેકનું જુદું.

પુસ્તક મળવાનાં ઠેકાણાં

**સ્વદેશી વસ્તુ ભંડાર લીમડાચોક, સુરત**

**પાટીદાર વિદ્યાર્થી આશ્રમ, સુરત.**